# પાટીદાર સંદેશ – મુખ મેં રામ બગલ મેં છુરી

તા. ૧૭-૦૨-૨૦૧૫ (મહાશિવરાત્રી)

પાટીદાર સંદેશ માસિકના ૧૦-ફેબ્રુઅરી-૨૦૧૫ના અંકના પાના ક્ર ૪૩ પર પાટીદાર સંદેશના શ્રી વિશ્રામ રતનશી રૂડાણીનો લેખ છાપેલ છે. તે લેખમાં સનાતનીઓ અને સતપંથીને જાણવા જોગ ખાસ ૭ મુદ્દાઓ છે. જે નીચે પ્રમાણે છે.

તે પહેલા એ લેખની અહીં જોડેલ છે, જેમાં એ ૭ મુદ્દાઓના (પોઈન્ટના) સંદર્ભો દર્શાવેલ છે.



**પોઈન્ટ 1.** : બન્ને પક્ષકરોને શા માટે સમાધાન કરવાનું કહો છો... સમાજની મિલકત ચોરી કરનારને જ માત્ર કહો કે ચોરેલી મિલકત પાછી આપી દે, સમાધાન થઇ જાય, બીજું કરવાનું શું હોય?

**પોઈન્ટ 2.** આપણું લખાણ વાંચવાથી એવું જણાય છે કે તમારી જે એકતા/સમાધાન અંગેની સલાહ છે એ ફક્ત સનાતનીઓ જ ધ્યાનમાં લેવાની હોય, તેમ એમને ઉદ્દેશીને જ લખવામાં આવેલ છે. સતપંથીઓને શા માટે સલાહ નથી અપાતી કે તેઓ ગેર માર્ગે છે અને સમાજની મુખ્ય ધારામાં ભળવા માટે સતપંથ સમાજ બંદ કરી સતપંથનો ત્યાગ કરી અને સનાતની ધારામાં ભળી જાય. કેન્દ્રિય સમાજ પણ આવુંજ ઈચ્છે છે. બાકી એક સમાજમાં એકજ ધર્મના જુદા જુદા સંપ્રદાયો ચાલી શકે, પરંતુ હિંદુ સમાજમાં મુસ્લિમ ધર્મનો કોઈ સંપ્રદાય ચાલી ન શકે.

બીજી એક વાત – આપણા વડીલો સતપંથની આ પોલ સમજી ગયા હતા અને તેથી તેઓએ તેનો સદંતર ત્યાગ કરી અને પોતાની અલગ સમાજની સ્થાપના કરી. આપણા વડીલો ઉપરાંત કેટલાય સાહિત્યકારો, લેખકો, સંશોધકો વગેરે અનેક લોકોએ આ સતપંથની સ્થાપના, તેના ઉપદેશો, તેના સાહિત્યો વગેરે નો ખુબજ ગહન અભ્યાસ કરી અને પોતાના જુદા જુદા લેખોમાં સ્પષ્ટ તારણ કાઢીને બતાવ્યું કે આ પંથ હિંદુઓને વટલાવીને ઇસ્લામ તરફ દોરી જવાના બદઈરાદાથી શરૂ કરવામાં આવેલ હતો. લોહાણાઓને સતપંથ ધર્મના માર્ગે લઇ જઈને તેમને ખોજા મુસલમાન બનાવ્યા છે, તેવા સ્પષ્ટ દસ્તાવેજી પુરાવાઓ ખુદ ખોજા સમાજ દ્વારા જાહેર જનતાની સામે રાખવામાં આવેલ છે. આપના જેવા સુજ્ઞ મહાનુભાવો પણ આ બધી વાતોથી સુપેરે વાકેફ છો જ. અને તેથી નવાઈ લાગે છે કે આપશ્રી અને આપની સંસ્થા આ સત્ય હકીકત ચોખ્ખે ચોખ્ખી વાચકોની નજરમાં શા માટે નથી લાવતા? આપનો નીડર, નિષ્પક્ષ અને નિખાલસ અભિપ્રાય આપવામાં કયા કારણે અટકો છો? સમજણ નથી પડતી. અને તેથી જ કહી શકાય કે આપ પોતાના ગુણગાનમાં નીડર, નિષ્પક્ષ, નિખાલસ વગેરે શબ્દોનો ઉપયોગ કરો છો, તે માત્ર દેખાવ પૂરતા છે, પણ વાસ્તવમાં તમારા વર્તન દ્વારા તમે નીડર, નિષ્પક્ષ અને નિખાલસ નથી, એવું જણાઈ આવે છે. તમારું વર્તન તમારી વાણીના અનુરૂપ ન હોતા, શોભતું નથી.



ખરે ખર જો આપ નીડર, નિષ્પક્ષ અને નિખાલસ અખબારી ધર્મ બજાવી રહ્યા છો, જેમ તમે દાવો કરો છો, તો આવતા અંકમાં સતપંથ મુસ્લિમ ધર્મનો ભાગ છે, તેવું ચોખ્ખે ચોખ્ખું જણાવતો એક સરસ મજાનો લેખ જરૂર છાપજો. તમારા આવા લેખના સમર્થનમાં પુરાવા તરીકે નીચે જણાવેલ પુરાવાઓનો ઉલ્લેખ પણ કરી શકશો.

1) અંગ્રેજોના સમય ૧૦૦-૧૫૦ જુના ગેઝેટો
2) ભારત સરકારના ગેઝેટો
3) ગુજરાત સરકારના ગેઝેટો
4) આપણા ચારે મુખ્ય જગદગુરુ શંકરાચાર્યો દ્વારા બહાર પાડવામાં આવેલ પ્રમાણ પત્રો, તેમાં ચોખ્ખે ચોખ્ખું જણાવેલ છે કે સતપંથ મુલ્સીમ ધર્મનો ભાગ છે.

5) તાજેતરમાં ગુજરાત સરકારે પીરાણા ખાતેની ઈમામશાહની દરગાહ એ એક મુસ્લિમ સ્થાનક છે માટે, બીજી મુસ્લિમ સંસ્થાઓની હરોળમાં તેને મૂકી, આ મુસ્લિમ ધર્મ સ્થાનકને આર્થીક મદદ પૂરી પાડવાનો જાહેર કરેલ નિર્ણય.
6) આપણી સમાજના અધ્ય સુધારક સ્વ. શ્રી નારાયણજી રામજી લીંબાણી ના હસ્તે લખાયેલ પુસ્તક "પીરાણા સતપંથની પોલ અને સત્યનો પ્રકાશ"
7) કેન્દ્રિય સમાજની સ્થાપના વખતે, સ્થાપક વડીલોના ભાષાણોના ઉલ્લેખ, જેમાં સમાજને સતપંથમાંથી છોડાવીને સનાતન ધર્મમાં ફરી પાછા વાળવા માટે ,નારાયણ રામજી લીંબાણી, સંત ઓધવરામ બાપા, રતનશી ખીમજી ખેતાણી વગેરેની સેવાઓને બિરદાવેલ છે.
8) ગુજરાત ઉનીવરસીટીના ડો. નવીનચંદ્ર આચાર્યના લેખો
9) ઈવાનોવ, ડોમિનિક, કાસમ જેવા અંતર રાષ્ટ્રીય માન્યતા ધરાવતા સંશોધકોના લેખો
10) અન્ય ઘણા બધા પુરાવાઓ www.realpatidar.com વેબસાઈટ પર મળશે તેમજ અસંખ્ય સરકારી દસ્તાવેજો, ઘણા બધા છાપાઓ અને ઇન્ટરનેટ પર પણ મળશે.

હવે જો આપના તરફથી આવતા અંકમાં ઉપર જણાવેલ સ્પષ્ટ લેખ નહિ જોવા મળે તો જ તમે નીડર, નિષ્પક્ષ અને નિખાલસ છો, તેવો ભરોસો લોકોને થશે.

આ બધા પુરાવાઓ આજેજ મળ્યા હોય એવું નથી. ઘણા વખતથી ઘણા પ્રચારકો દ્વારા જુદા જુદા વખતે લખવામાં તેમજ ભાષણોમાં જાણવામાં આવ્યા છે. તેથી આપ પણ આ બધી વસ્તુથી વાકેફ હશોજ, એવી ખાતરી છે. છતાં આ અંગે આપ આજ દિવસ સુધી ચુપકીદી રાખીને બેઠા છો. છતાં હવે દેર આયે દુરસ્ત આયે તેથી હવે ખાસ ધ્યાન આપી અને સ્પષ્ટ થઇ જાવ, સતપંથ વિષે, ગોળ ગોળ લખવાનું વિચારવાનું કે બોલવાનું બંધ કરી અને ચોખ્ખે ચોખ્ખું વાચકોને જણાવો કે સતપંથ એ મુસ્લિમ ધર્મનો જ ભાગ છે. તેથી જ્ઞાતિ જનોએ સત્વરે તેનો ત્યાગ કરી સમાજની મુખ્ય સનાતની ધારામાં ભળી જવાની જરૂર છે, જેથી સમાજની એકતા અખંડીતતા વધુ મજબુત થાય અને વિકાસના કાર્યોને વેગ મળે.

**પોઈન્ટ ૩.** આ વાત તમારી બરાબર છે. સતપંથ ધર્મ એ આપણી જ્ઞાતિ કલંક રૂપી માટે સહુથી મોટી અંધશ્રદ્ધા અને અંધવિશ્વાસ છે. માટે જ નારાયણ રામજી લીંબાણી, સંત ઓધવરામ બાપા અને અન્ય વડીલોએ આપણી સમાજને આ અંધશ્રદ્ધા અને અંધવિશ્વાસમાંથી બહાર કાઢેલ હતા. આજની કેન્દ્રિય સમાજ પણ આ અંધશ્રદ્ધા અને અંધવિશ્વાસને દૂર કરવાનું કામ કરી રહી છે.

વિશ્વાસ રાખો, અમો પણ સંત ઓધવરામ બાપાનું અધૂરું રહેલું આ કામ કરી રહ્યા છીએ. માટે જો કોઈકને અમો ઉગ્રવાદી લાગતા હોઈએ તો ભલે લાગીએ. કારણ કે જ્યારે સમર્થ માણસો, સંસ્થાઓ કે પછી સંગઠનો, પોતાની ફરજ ચુકતા હોય ત્યારે કોઈક વ્યક્તિઓએ જ આ જવાબદારીઓ ઉપાડી લેવી પડે છે.

અમારું ચોક્કસ પણે માનવું છે કે પાટીદાર સંદેશ અને તેના તંત્રીઓ આ બાબત અંગે જવાબદારીથી પોતાની ફરજ નિભાવી સતપંથીઓને સ્પષ્ટ જણાવી દે કે સતપંથ એ સંધશ્રદ્ધા અને અંધવિશ્વાસ છે.

**પોઈન્ટ 4.** તમારા જાન્યુઆરી ૨૦૧૫ના લેખમાં સગપણ સમસ્યા અને ભાગેડુ લગ્ન સમસ્યાના કારણોનો ઉલ્લેખ છે, તેમજ તેના ઉકેલ માટે અમુક સલાહો તમે આપેલ છે. જે કારણો તમે દર્શાવેલ છે, તેવા કારણોમાં તેમાં સમાજનો દોષ ક્યાય તમે બતાવી શક્ય નથી. પણ બીજી બાજુ તંત્રી શ્રી શામજીભાઈના તંત્રી લેખમાં સમાજને જવાબદાર બતાવવાના વારે ગાડીએ પ્રયત્નો હોય છે. તેનાથી સાબિત થાય છે કે તંત્રીશ્રી માત્ર પાયા વગરની વાત કરે છે અને એટલુંજ નહિ પરંતુ કેન્દ્રિય સમાજ પ્રત્યે તેમનો સમાજ વિરોધી પૂર્વગ્રહ સ્પષ્ટ થાય છે.

**પોઈન્ટ 5.** અહીં તમે કેન્દ્રિય સમાજની ત્રણ પાંખોનેજ સલાહ (સતપંથીઓ સાથે એક થવાની) આપેલ છે. આ સલાહ માત્ર સનાતનની સમાજની પાંખોને જ કેમ આપો છો? આ સલાહ સતપંથ સમાજવાળાઓને કેમ નથી આપતા? ક્યાં ગયી પાટીદાર સંદેશ કે તેમના તંત્રીઓની નિષ્પક્ષતા?

**સતપંથ સમાજ વાળાઓને કહો કે ધાર્મિક ભેદભાવ ભૂલીને સતપંથ સમાજ બંદ કરી દે અને બધા જ સનાતન સમાજમાં ભળી જાય.**

હરીપરનો કિસ્સો બતાવીને તમે જે ડર લોકોના મનમાં ઉભો કરો છો, તે ડર સતપંથ સમાજ વાળાઓને બતાવો અને કહો કે બધા એક થઇ જઈએ. માટે સતપંથ સમાજ બંધ કરી દે અને સનાતન સમાજમાં ભળી જાય. તમેજ કહો છો ને કે આખેર આપણે બધા ઉમિયામાના સંતાન છીએને, તો પછી આ વાત સતપંથીઓને ગળે ઉતરાવો તો સમાજની મૂળ સમસ્યા કાયમ માટે હલ થઇ જશે. આ સાચી હકીકત લોકોને બતાવીને અખબારી ધર્મ સાચી રીતે પાળો, તો લોકો તમને માન આપશે.

**પોઈન્ટ 6.** તા. ૧૦-એપ્રિલ-૨૦૧૩ ના તંત્રી લેખમાં શ્રી શામજીભાઈએ ભરોસો આપેલ કે તેઓ અને પાટીદાર સંદેશ શ્વેત પત્ર અને કેન્દ્રિય સમાજની સનાતની નીતિઓનું સમર્થન કરશે. તો પછી ખુલ્લે આમ તમે ધર્મના ભેદભાવ ભૂલી જવા જેવી, શ્વેત પત્ર અને કેન્દ્રિય સમાજ વિરોધી વાત કેમ કરો છો?

આના પરથી લોકોને તો એમ લાગે છે કે **"મુખ મેં રામ ઔર બગલ મેં છુરી" નીતિ અપનાવો છો.** લોકોને એમ પણ લાગે છે કે **પાટીદાર સંદેશ સતપંથ અને સનાતન સમાજો વચ્ચે વધારે દુશ્મનાવટ ઉભી કરે છે.**

આજ સુધી, સતપંથ સમાજે ક્યારે પણ સતપંથ સમાજને બંધ કરીને સનાતન સમાજમાં ભળવાનો કોઈ નિર્ણય કરેલ નથી. (કેમ તેમને જ્ઞાતિની એકતા જોઈતી નથી? શું

જ્ઞાતિની એકતા જાળવવાનો ઠેકો માત્ર સનાતની સમાજે જ લીધો છે? આજ સુધી પાટીદાર સંદેશે આ સવાલો કેમ નથી કર્યા?) ઉલટાનું સનાતન સમાજે, જ્ઞાતિની એકતા વધે, તે હેતુથી સતપંથ છોડીને સનાતન ધર્મને અપનાવનારને હમેશા, શરૂઆતથી આજ દિવસ સુધી આવકાર્યા છે. જે પ્રક્રીય અવિરત ચાલુ છે.

બીજી બાજુ, સનાતની સમાજના અમુક લેભાગુ આગેવાનો તેમજ સતપંથ સમાજના અમુક લેભાગુ આગેવાનો સાથે મળીને આપના અખબારના માધ્યમથી, હમેશથી સમાજમાં એવો જુઠ્ઠો સંદેશો આપતા રહ્યા છે કે સતપંથીઓ પર સનાતનીઓ દ્વારા અન્યાય થઇ રહ્યો છે. સતપંથીઓને તેમના હક્કથી વંચિત રાખવામાં આવે છે. રોજ રોજના આવા જુઠ્ઠાણા સામે કોઈએ આજ દિવસ સુધી કોઈ ખાસ વિરોધ ન કરેલ ના કારણે, આપના દ્વારા ફેલાયેલ આ જુઠ્ઠાણા અમુક લોકોના મનમાં ઘર કરી ગયા અને તેઓ સતપંથ અને સનાતન સમાજના લેભાગુ આગેવાનો, કે જેમને મવાળો કહેવામાં આવે છે, તેવા મવાળોના હાથના રમકડા બની ગયા. અને આવા લોકો પોતાના અંગત સ્વાર્થના કારણે પોતાના રોટલા સેકવા માટે બન્ને સમાજો એટલે કે સતપંથ સમાજ અને સનાતન સમાજ વચ્ચેની અથડામણોને વધુ તીવ્ર કરી દીધી.

પાટીદાર સંદેશ અને તેના તંત્રીઓ આ સંપૂર્ણ રમતમાં સતપંથીઓને ઉશ્કેરવાનો મહત્વનો ભાગ ભજવી રહ્યા છે. કારણ કે જો પાટીદાર સંદેશ અને તેના તંત્રીઓએ ખરી રીતે અખબારી ધર્મ નીભાવ્યો હોત, તો તેઓએ સ્પષ્ટ છાપેલ હોત કે સતપંથીઓની સમાજ જુદી છે, જે ઘણા વર્ષોથી ચાલે છે, અને સનાતની સમાજ જુદી છે. સતપંથીઓ પર કોઈ અન્યાય નથી થઇ રહ્યો કે તેમનો હક્ક કોઈ છીનવી નથી રહ્યું. જો વારે ઘડીએ આવું સ્પષ્ટ જણાવતા રહ્યા હોત, તો આજે આપણા સમાજની આ સમસ્યા કાયમ માટે હાલ થઇ ચુકી હોત. પણ પાટીદાર સંદેશ અને તેના તંત્રીઓએ આગમાં ઘી નાખવા માફક સતપંથીઓને પીઠ બળ પૂરું પાડી ઉશ્કેરવાનું કામ કરેલ છે, તેમને ઠંડા પાડવાનું કામ કરેલ નથી. બીજી બાજુ સાચી વાત રજુ કરનાર સનાતનીઓને સમાજ તોડું, ઉગ્રવાદી, જંગલી તરીકે ચીતરતા રહ્યા છે. માટે સનાતનીઓની ભાવના દુભાતા તેમને એમ લાગે છે કે તેમના ઘર કે માં સમાન તેમની

સમાજ પર બહારના લોકો કબજો કરે છે તેને અટકવવાના કામના કેમ પાટીદાર સંદેશ અવરોધ રૂપે ભાગ ભજવી રહ્યું છે. માટે સનાતની લોકો, પોતાનું હિત ઘવાતા, માં સમાન સમાજની રક્ષા કરવી એ સર્વો પરી ફરજ જાણીને, સતપંથીઓ સામે વધુ ઉશ્કેરાયા છે.

આમ બન્ને એટલે કે સતપંથીઓ અને સનાતનીઓને ઉશ્કેરીને બન્ને સમાજોને જગડાવવાનું કામ પાટીદાર સંદેશ, તેના તંત્રી અને અમુક લેભાગુ લોકો મળીને કરી રહ્યા છે. બન્ને સમાજ શાંતિથી ચાલે એ તેમનાથી જોવાતું નથી.

પાટીદાર સંદેશ, તેના તંત્રીઓ અને અમુક લેભાગુ લોકો, જેને જાહેર જનતા મવાળ કહે છે, તેમના આવા જ્ઞાતિ વિરોધી કામની ચર્ચા લોક મુખે વારે ઘડીએ સંભળવા મળતી હોય છે. તે સમયે ઉપર જણાવેલ વિરોધાભાષી નિવેદનો, તેમજ સતપંથીઓને સાચી વાત ન કહીને તેમને ખોટી રીતે પંપાળવા અને સનાતન સમાજનું હિત ઘવાય તે હેતુથી સતપંથીઓને સ્વીકારવાની ભલામણો આપીને, આપ બન્ને સમાજના લોકોને પરસ્પર જગડાવવાનું કામ કરી રહ્યા છો, તેવું જણાય છે અને સાબિત પણ થાય છે.



---

**<u>પોઈન્ટ 7.</u>** સનાતની સમાજની ત્રણ પાંખને તમે સલાહ આપી કે આપણામાં ઐક્ય ભાવના જાગે. તો સતપંથ સમાજને આ સલાહ કેમ નથી આપી?

ખરી રીતે તો તમારે સતપંથ સમાજ વાળાઓને એવી સલાહ આપો કે જેથી ગામે ગામમાં સતપંથ સમાજ બંધ થાય અને પોતાની મેળે બધા જ સનાતન સમાજમાં ભળી જાય.

**<u>સાચા નીડર, નિષ્પક્ષ અને નિખાલસ રીતે અખબારી ધર્મનું પાલન કરો છો, તેનો જરૂર પરિચય આપજો. સતપંથી લોકોને સમજાવવાની આ શુભ શરૂઆત આપ ક્યારે કરો છો.. જરૂર જણાવશો.</u>**

**ખાસ નોંધ:** પાટીદાર સંદેશમાં ઘણા લોકો ચોખ્ખા સનાતની છે, પણ અમુક સતપંથ તરફી લોકો, ઉપર જણાવેલ મવાળવાદી કામો કરે છે, જેના કારણે પાટીદાર સંદેશ સંસ્થાને નુકસાન થઇ રહ્યું છે. પાટીદાર સંદેશના ચોખ્ખા સનાતનીઓએ કેન્દ્રિય સમાજને સમય સમય પર પ્રત્યક્ષ તથા પરોક્ષ રીતે સહયોગ આપેલ છે. તેવા લોકોની લાગણીઓ દુભાય તેવો કોઈ આશય અમારો નથી, તેની ખાસ નોંધ લેવા વિનંતી.

રીયલ પાટીદાર દ્વારા જાહેર કરેલ આથી આગાઉના ઇમેલમાં, ઉપર જણાવેલ સ્પષ્ટતા ન હોવાના કારણે, પાટીદાર સંદેશના અમુક સનાતની નીષ્ટાવંત સભ્યોની લાગણી દુભાયેલ છે, તેવું જાણવા મળેલ હોવાથી અમો આ બાબત અંગે દિલગીરી વ્યક્ત કરીએ છીએ.

લી.
રીયલ પાટીદાર
realpatidar.com

Article published in Patidar Sandesh dt 10-Feb-2015, page 43

પોઈન્ટ ૧ પોઈન્ટ ૨ પોઈન્ટ ૬ પોઈન્ટ ૭

# સમાજજનો જોગ...

## સમાજની સાંપ્રત સમસ્યાઓનું વિશ્લેષણ-લેખાંક-૨

- પ્રિ. (નિવૃત્ત) વિશ્રામભાઈ રતનશીભાઈ રૂડાણી
૨, વિશ્રામપાર્ક સોસાયટી, આર.સી. પટેલ સ્કુલની સામે, વાસણા, અમદાવાદ-૩૮૦ ૦૦૭. મો.: ૯૪૨૬૬ ૧૬૭૯૪

"પાટીદાર સંદેશ"ના ૧૦મી જાન્યુઆરી
૨૦૧૫ના અંકમાં સમાજજનો જોગ લખેલા લેખમાં
મેં ઉલ્લેખ કર્યો હતો તેમ "પાટીદાર સંદેશ"ના માહે
ડિસેમ્બર, ૨૦૧૪ના તંત્રીલેખમાં ભલે એમ કહેતા હોય
કે સમાજની બે મુખ્ય વર્તમાન સમસ્યાઓ (૧) સનાતન-
સતપંથ સમસ્યા અને (૨) માંડવી હોસ્ટેલ જમીન વિવાદ
પ્રકરણ બાબતમાં કંઈ લખવાનું કે ટીકા-ટીપ્પણી કરવાનું
જ વિચારતા નથી. અમે આ વાદ-વિવાદથી અમને પોતાને દૂર રાખેલ છે.
પરંતુ સદર તંત્રીલેખની પ્રસ્તાવનાનું હાર્દ સ્પષ્ટપણે નિર્દેશ કરતું હતું કે,
તેમના દિલમાં પણ સમાજના આમ નાગરિકની જેમ સમાધાન કરવામાં જ
સાર છે અને તેમ કરીને બંને પક્ષકારો સમાજ એકતાના પંથે પરવરી
સમાજ વિકાસ અને સમાજની અન્ય સળગતી સમસ્યાઓના ઉકેલમાં
પ્રવૃત્ત થાય તેવી જ ભાવના રહેલી હતી અને જાન્યુઆરી, ૨૦૧૫ના
અંકના તંત્રીલેખમાં પણ તેવી જ ભાવના રહેલી છે તે સુસ્પષ્ટ છે. સમાજના
કેટલાક આ ભાવનાથી વિપરિત દૃષ્ટિબિંદુવાળા ગણ્યા-ગાંઠ્યા
ઉગ્રવાદીભાઈઓ તંત્રીશ્રીની આ ઉમદા ભાવનાની વિરુદ્ધ જેહાદ જગાવવાની
કોશિષ કરી રહ્યા છે તેમ જણાય છે. પરંતુ તંત્રીશ્રી તેમની આ ઉમદા
ભાવનામાં અડગ રહ્યા છે અને તેમ કરીને તેઓ તેમનો નિષ્પક્ષ અખબારી
ધર્મ બજાવી રહ્યા છે તે બદલ તંત્રીશ્રીને અંતઃકરણપૂર્વકના અભિનંદન
પાઠવું છું.

જાન્યુઆરી, ૨૦૧૫ના અંકના તંત્રીલેખમાં તંત્રીશ્રીએ જણાવેલ છે તેમ
સમાજની ઉપરોક્ત બે વર્તમાન સમસ્યાઓ ઉપરાંત અન્ય ઘણી બધી
સમસ્યાઓ આપણા સમાજનો આમ નાગરિક સહન કરી રહ્યો છે. તેમાં
મુખ્યત્વે સગપણની સમસ્યા, ભાગેડુ લગ્ન, યુવાનોમાં વધતું જતું વ્યસનોનું
પ્રમાણ, અંધશ્રદ્ધા અને અંધવિશ્વાસમાં ફસાતો જતો સમાજનો નાગરિક.
સમાજ આ બધી સમસ્યાઓના ઉકેલની રાહ જોઈને બેઠો છે. આ રીતે
તંત્રીશ્રીએ સમાજની અન્ય ઉકેલ માગતી સમસ્યાઓ વિષે ચિંતા વ્યક્ત
કરતો ઉલ્લેખ કરેલ છે. તે બદલ પણ તંત્રીશ્રી પ્રત્યે અહોભાવની લાગણી
વ્યક્ત કરું છું. જાન્યુઆરી, ૨૦૧૫ અંકમાં પાના નં. ૨ ઉપર પ્રસિદ્ધ થયેલ
સમાજજનો જોગ મારા લેખમાં આ સમસ્યાઓ પૈકી ભાગેડુ લગ્ન અને
સગપણની સમસ્યા બાબતે મારા વિચારો વ્યક્ત કરેલ હતા. સમાજના
જાગૃત સભ્યોએ તેની નોંધ લઈ તે બાબતે તેમના વિધાયક પ્રતિભાવો વ્યક્ત
કરેલ છે તે બદલ આભારની લાગણી વ્યક્ત કરું છું. મા. તંત્રીશ્રીને
જણાવવાની રજા લઉં છું કે તમોએ ઉલ્લેખ કરેલ સમાજને કોરી ખાતી
ઉપરોક્ત સમસ્યાઓ ઉપરાંત સમાજમાં વધતા જતા છુટાછેડાના બનાવો
અને તે પણ નજીવી બાબતને મોટું સ્વરૂપ આપીને કે વ્યક્તિગત અહં
ટકરાવના કારણે કે પૈસાના ઘમંડમાં થતા છુટાછેડાના બનાવો એ પણ
સમાજની એક વકરતી જતી ગંભીર સમસ્યા છે. સમાજની ત્રણે પાંખો
આના ઉકેલ બાબતે ગંભીર ન હોવાના કારણે આવા બનાવો દિનપ્રતિદિન
વધતા જતા હોય તેમ દેખાય છે.

જાન્યુઆરી, ૨૦૧૫ના "પાટીદાર સંદેશ"ના અંકના પાના
નં. ૧૪ ઉપર, કેન્દ્રિય મહિલા સંઘનાં પૂર્વ મહામંત્રી શ્રીમતી
કમળાબેન ભાદાણી (આણંદ) દ્વારા આલેખાયેલ સમાજની કલંકિત શરમજનક ઘટના વાંચીને પણ આપણા સૌનું માથું શરમથી ઝુકી જાય તેવું છે. તંત્રીઓએ તે લખાણ નીચે મુકેલ નોંધ મુજબ આપણે સૌ ઈચ્છીએ કે આ પ્રકારનો આ છેલ્લો કિસ્સો સમાજ માટે બને. "પાટીદાર સંદેશ"ના કચ્છના પ્રતિનિધિ શ્રી શાંતિલાલ લીંબાણી (વિથોણ)એ ભાગેડુ લગ્ન વિશે વ્યક્ત કરેલી ચિંતા પણ નોંધનીય છે. જાન્યુઆરી, ૨૦૧૫ના "પાટીદાર સંદેશ"ના અંકના પાના નં. ૩૧ ઉપરના તંત્રીલેખના લેખમાં તેમની ચિંતાનો ઉલ્લેખ કરાયેલ છે. છેલ્લા પેરેગ્રાફમાં તેમણે વર્ણવેલ પરિસ્થિતિનો ચિતાર તેમના શબ્દોમાં જ અક્ષરશઃ અત્રે ટાંકું છું : "જ્ઞાતિ સિવાયના છેલબટાઉ નબીરાઓ આપણી દિકરીઓને માછલીઓથી સંબોધવા લાગ્યા છે. કારણ કે ઝાળ નાખશું તો એકાદ માછલી ફસાઈ જશે અને તેવા નબીરાઓ આપણા યુવાનો અને મહિલાઓ સામે છાતી તાણીને ફરે છે. કારણ કે આપણામાં વિભાજનનો લાભ તેઓ ઉઠાવી રહ્યા છે. ધર્મના નામે આપણું વિભાજન થઈ ગયું છે. ધર્મના ધીંગાણામાં અનેક ચમરબંધીના રજવાડાનો નાશ થયો છે. આપણા જ્ઞાતિજનો સાથે અડપલાં કરતાં તત્ત્વોને પાઠ શિખવવાની જરૂર છે. આપણે સૌ ઉમિયા માતાના સંતાન છીએ. માત્ર વિચારધારા જુદી છે. આવો સૌ સાથે મળીને જ્ઞાતિની સમસ્યાઓ ઉકેલવાનો પ્રયાસ કરીએ."

ભાઈ શ્રી શાંતિલાલને ખૂબ ખૂબ અભિનંદન. શાંતિલાલ તમો કહો છો કે આવો સૌ સાથે મળીને જ્ઞાતિની સમસ્યાઓ ઉકેલવાનો પ્રયાસ કરીએ. પણ આપણા સમાજની ત્રણે પાંખો એકજૂથ થઈ (સાંપ્રદાયિક ભેદભાવ ભુલી) સહિયારા અને જંગલી તત્ત્વોને પાઠ ભણાવી શકાય તેવા જાગૃત પ્રયત્નો થશે તો જ આવા તત્ત્વોનો સામનો કરી શકાશે. તેમને સીધા દોર કરી શકાશે. જાન્યુઆરી, ૨૦૧૫ના કચ્છના અખબારમાં આવેલી એક ઘટનાને યાદ કરવા જેવી છે. ભૂજ-કચ્છની બાજુનું ગામ હરિપર. હરિપર ગામનો પાટીદાર પરિવાર, આ પાટીદાર પરિવારની જમીન-મિલ્કત પર ભૂજના જ કેટલાક તોફાની તત્ત્વોની નજર બગડી. ધારીયા અને તલવારોથી સજ્જ એવું એક તોફાની તત્ત્વોનું ટોળુ આ પાટીદાર પરિવાર પર ત્રાટક્યું અને તેમને ઘાયલ કરી માલ-મિલ્કત પર ગેરકાનુની કબજો જમાવ્યો. આ સામે ગામના સૌ યુવકો સંગઠીત થયા. આજુબાજુના જાગૃત સભ્યોનો સહકાર સાંપડ્યો. તેમણે એકજૂથ થઈ આ ઘટના વિરુદ્ધ અવાજ ઉઠાવ્યો અને સામનો કર્યો. કાયદાકીય જરૂરી કાર્યવાહી પણ કરી અને આ તોફાની તત્ત્વોને પરાસ્ત કર્યા.

આ કિસ્સો લેવા પટેલ સમાજનો છે. આપણા યુવાનોએ પણ ગામેગામ જાગૃત થવાની જરૂર છે. સાંપ્રદાયિક ભેદભાવ ભુલી, ઐક્ય સાધવાની જરૂર છે અને જ્યાં જ્યાં આવા તોફાની તત્ત્વો આપણા કોઈપણ પરિવારને સતાવે કે આપણી કુમળી બાળાઓના ભોળપણનો લાભ લેવા પ્રયત્ન કરે ત્યાં એકજૂથ
થઈ સામનો કરવા સજ્જ રહેવું જોઈએ. ગામે
ગામના સમાજમાં આવી ઐક્ય ભાવના આવતી જશે
તેમ તેમ ઉપરના લેવલે પણ આપણી ત્રણે પાંખોમાં એકતાનું
વાતાવરણ આપોઆપ વિસ્તરતું જશે. કહ્યું છેને કે
"Charity begins at Home" શરૂઆત પાયાથી જ
કરવાની રહી. જેની શરૂઆત સારી તેનો અંત સારો.
સમાજની ઉપરોક્ત તમામ સમસ્યાઓના ઉકેલમાં અને સમસ્યાઓનો સામનો કરવામાં, પરમ કૃપાળુ પરમાત્મા અને જગત જનની મા ઉમા આપણ સૌને પુરતું સામર્થ્ય બળ અને સદ્‌બુદ્ધિ પ્રદાન કરે તેવી પ્રાર્થના સહ અભ્યર્થના.

આજના મારા લેખમાં અમારા સંત તુલ્ય નારાયણ વીરજી રૂડાણી અને

લેખના આ ભાગમાં લેખકના વ્યક્તિ ગત અને તેમના પરિવારના સમાચારો છે...

કોઈ ખાસ જાણવા જેવું કંઈ ન હોવાના કારણે આ ભાગને મહત્વ આપેલ નથી.

33-33 વર્ષનો અવિરત પુરુષાર્થ

પોઈન્ટ 3 પોઈન્ટ ૪ પોઈન્ટ ૫ પોઈન્ટ ૫-અ પોઈન્ટ ૫-બ